107 Bhaktamar Stotra

# ભક્તામર સ્તોત્ર.

શ્રી માનતુંગાચાર્યજી કૃત.

મૂળ સંસ્કૃત ભાષામાં

તેનું

અવતારિકા સહિત ગુજરાતી ભાષાંતર


રચનાર

લીમડી શેહેરના રહેવાશી

ભટ છગનલાલ ગોવિંદજી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

રાજેશ્રી ગોપાળજી ડાહ્યાભાઈ દોશી

ઝાલાવાડ પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ

સાહેબના સિરસ્તેદાર.





રાજકોટ:

ઠકર, દામોદર ગોવરધનદાસે

પોતાના સ્વદેશ બંધવ છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૪૦. શન ૧૮૮૪.

# અર્પણપત્ર.

રાજેશ્રી ગોપાલજી ડાહ્યાભાઈ દોશી,

ઝાલાવાડ પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબના સિરસ્તેદાર.

આપ જૈનધર્મમાં પ્રવિણ હોઇ તે ધર્મનો ઉત્કર્ષ ઇચ્છોછો,
સ્વધર્મમાં વરતી બીજા સ્વધર્મીઓને તેમાં વરતાવવા
કાળજી રાખોછો, વિદવાનોને આશરો આપો છો,
જૈનધર્મનો પ્રચાર થવા બનતી તજવીજો કરોછો
વગેરે આપનાં સદ્‌ગુણી અને નીતિ ભરેલાં
લક્ષણથી આપનું નામ આ પુસ્તક સાથે
જોડી રાખવા આ પુસ્તક આપને હું
અર્પણ કરૂંછુ. સંવત ૧૯૪૦ ના
માહા શુદી ૫ શુકર વાર મુકામ
વઢવાણ સિવિલ સ્ટેશન.

ભાષાંતર કર્ત્તા છગનલાલ ગોવિંદજી ભટ.

# પ્રસ્તાવના.

આ ભક્તામર એ જૈનધર્મમાં એક ઉત્તમ સ્તોત્રછે. તેને જીનધર્મની તમામ શાખા ધર્મના માણસો બહુ માનેછે, માટે તેને બહુ સંભાળથી ભણેછે, વાંચેછે, ને તેનોજ પાઠ કરેછે. શ્રી માનતુંગાચારજનું બનાવેલું આ સ્તોત્ર સંસ્કૃત ભાષામાં કવિતા બંધછે, અને તે કાવ્ય કહેવાયછે. કેમકે તેની રચના શબ્દાલંકાર અને અર્થાલંકારથી ભરેલી અતિ રસિકછે. એટલુંજ નહીં પણ તેની પદલાલિત્યતા, કોમળતા અને ગૂઢર્થતા જોઇને મોટા મોટા વિદવાન પણ દિંગ થઇ જાયછે. માટે આંની ખુબી જેટલી વરણવીએ તેટલી થોડીછે.

શ્લોકને ગાથા પણ કહેછે આ ભક્તામરની બધી મળીને વસંતતિલકા-વૃતની ૪૮ ગાથાઓછે. અમુક ગાથા જપવાથી અમુક કામ અમુક મુદતમાં સિદ્ધ થાયછે તથા દરેક ગાથામાંથી બીજસહીત મંત્રો નીકળેછે. ને તે સઘ-ળાના પ્રયોગ થાયછે પણ તે વિવેચન કરવાનું આ ઠેકાણે જરૂર નથી.

મુળ પુસ્તકની ગાથાઓમાં તથા તેના અનુક્રમમાં જુદા જુદા પુસ્તકમાં ફેરફાર થએલો કેટલેક ઠેકાણે જોવામાં આવેછે તોપણ ઘણી મેહેનતે ઘણી પ્રતો મેળવી અસલ પ્રમાણે આ પુસ્તક તૈયાર કીધુંછે. આ ચમત્કારિક ભક્તામર જેવું બીજું જૈન ધર્મમાં એકે સ્તોત્ર નથી. મુલ ભક્તામર ઘણું કઠણછે તો પણ વાંચનારની વિદવત્તા અને જ્ઞાન પ્રમાણે તેમાં રસ તથા આનંદ ઘણો ઉપજેછે પણ જેઓ સંસ્કૃત ભણેલા હોયછે તેમનેજ માત્ર આ લાભ મળેછે. કેમકે ઘણા ખરા સંસ્કૃત ભણેલા હોતા નથી માટે સરવે જૈન લોકોને આ ભક્તામર બરાબર સારી રીતે સમજાય અને તેથી તેમને સરખો લાભ મળે એવા હેતુથી તેનું ગુજરાતીમાં આ ભાષાંતર કર્યુંછે. મુળ પુસ્તકની ખુબી આવવી તો અશકયછે તો પણ તેમાંથી એકે શબ્દ કે અક્ષર પડયો મુક્યા વગર બનતાં સુધી જેમ સંસ્કૃતમાંછે તેમજ ખરેખરૂં શુદ્ધ, ઝટ સમજવામાં આવે એવી રીતે સરલ ગુજરાતી ભાષામાં અને સીધી ઇબાર-તમાં આભાષાંતર કર્યુંછે.

હું આશા રાખુંછું કે ધારણા પ્રમાણે આ ભાષાંતર ઉપયોગી થઇ પડશે છેવટ વાંચનારને વીનતીછે જે આમાં કોઇ ઠેકાણે ભુલ ચુક રહી હોય તે ક્ષમા કરી સુધારી વાંચશો ને મેહેરબાની કરીને મને તે જણાવશો તો તેમનો હું ઉપકાર માની પ્રસંગ આવે બીજી વખતે તે પ્રમાણે હું સુધારીશ.

આ તૈયાર થએલું પુસ્તક લીંમડીવાળા મુનીરાજ શ્રી ગોપાળજી સ્વામીએ તપાસી કેટલેક ઠેકાણે સુધાર્યુંછે તેથી તેમનો મોટો ઉપકાર માનુંછું વળી આ પુસ્તકમાં તે મુનીરાજની સૂચનાથી દરેક ગાથામાં શું મતલબ છે તેની અવતારીકા શ્લોકની ઉપર સંક્ષેપમાં લખીછે.

ભા. ક. છગનલાલ ગોવિંદજી ભટ.

# ભક્તામર સ્તોત્ર.

## શ્રી માનતુંગાચારજ કૃત.

**અથ ભક્તામર સ્તોત્ર ગુજરાતી અવતારીકા અને ભાષાંતર સહીત લખ્યું છે.**

આ બે કાવ્યમાં કવિ મંગળાચરણ કરી ભગવાનની સ્તુતી આદરેછે.

**શ્લોકઃ॥ भक्तामरप्रणतमौलिमणिप्रभा णामुद्योतकंदलितपापतमोवितानम् ॥ सम्यक्प्रणम्यजिनपादयुगंयुगादावालंबनंभवजलेपततांजनानाम् ॥१॥ यःसंस्तुतःसकलवांङ्मयतत्वबोधादुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः ॥ स्तोत्रैर्जगत्रितयचित्तहरैरुदारैः स्तोष्येकिलाहमपितंप्रथमंजिनेंद्रम् ॥ २ ॥ युग्मम्॥**

ભાવાર્થ.—ઇંદ્રાદિક સર્વે ભક્ત દેવતાઓ, મસ્તક ઉપર પેહેરેલા મણિ જડેલા મુકુટો સહિત, પોતાનાં મસ્તકો જીનેશ્વર ભગવાનના બને ચરણ (પગ) માં નમાવેછે. એટલામાં તે બને ચરણો તે મુકુટોના મણિઓની કાંતીઓને સંપૂર્ણ પ્રકાશ આપેછે. તથા તે પ્રકાશથી ભક્તોના પાપરૂપી અંધારાના પડદાઓને કાપી નાંખેછે. વળી જીનેશ્વર ભગવાનનાં બને ચરણો જુગના આરંભમાં સંસાર સમુદ્રના અથાગ જળમાં બુડતા માણસોને તરવા સારૂ આશરો લેવા યોગ્ય (વાહાણ જેવાં) છે. તે બે ચરણોને

હું મન વાણી અને કાયાથી નમસ્કાર કરૂંછું. અને સર્વ વાણીમય શબ્દાર્થોના તત્વજ્ઞાનથી પ્રકટ થએલી બુદ્ધિવાળા અતિ ચતુર મુનિઓએ તથા ઇંદ્રાદિક દેવતાઓએ સ્વર્ગ પૃથ્વી અને પાતાળવાસી લોકોનાં ચિત્ત હરણ કરે એવાં મોટાં મોટાં સ્તવનથી જે જીનેશ્વર ભગવાનની ખરા ભાવથી સ્તુતી કરેલીછે. તે આદી જીનેંદ્ર ભગવાન જે રશભદેવજી તેમની હું માનતુંગા ચારજ નિશ્ચય બુદ્ધિથી સ્તુતી કરૂંછું. ૧–૨.

---

આ શ્લોકમાં કવિ પોતાનું અલ્પજ્ઞપણું જણાવેછે.

**श्लोकः॥ बुद्ध्याविनापिविबुधार्चितपाठपीठस्तोतुंसमुद्यतमतिर्विगतत्रपोहम् ॥ बालंविहायजलसंस्थितमिंदुबिंबमन्य : कइच्छतिजनःसहसाग्रहितुम् ॥३॥**

**ભાવાર્થ.**—દેવતાઓએ પુજેલાંછે પાય તળીઆં એવા હે જીનેશ્વર ભગવાન હું બુદ્ધિ વગરનો અને નિર્લજ્જછું તોપણ તમારી સ્તુતી કરવાને મારી બુદ્ધિ ઉદ્યમી થઇછે જેમકે જળમાં પડી રહેલા ચંદ્રમાના પ્રકાશિત બિંબને ઝાલવાને વગર વિચારના બાળક વિના બીજું કોણ માણસ ઇચ્છા રાખે.

આમાં વાસ્તવિક અર્થ એછે જે જળમાં પડેલા ચંદ્રના બિંબને હમણાં હું ઝાલી લઉંછું એમ વિચારી ખરા ભાવથી બાળક ઉતાવળે તે બિંબ લેવાને દોડેછે. પણ તે મારા હાથમાં નહીં આવે અને તેથી મારી કોઇ હાંસી કરશે એમ તે બાળક વિચાર કરતું નથી. તેમ હે જીનેશ્વર ભગવાન તમારો મહિમા મારી કરેલી સ્તુતીમાં નહીં સમાય તથા તમારો યોગ્ય હું સ્તુતિ કરવાનો નથી અને તેથી લોક મારી હાંસી કરસે તે કાંઇ પણ હું વિચારતો નથી કેમકે મોટા મોટા બુદ્ધિશાળી કીર્ત્તિવાળા અને અતિ નિપુણ દેવ અને મુનિઓ તમારી સ્તુતિનો પાર પામેલા નથી અને હું તો અલ્પ બુદ્ધિવાળો તથા નિર્લજ પ્રાણીછું. તોપણ ખરા ભાવથી બાળકની પેઠે તમારી સ્તુતી કરવાને તત્પર થયોછું. ૩.

---

વિચાર કર્યા વગર પણ પોતાના બચ્ચા ઉપર ધસી આવતા સિંહ ઉપર શું એકાએક નહીં ધસે? સારાંસ કે ચડાઇ કરશેજ. ૫.

---

કવિ પોતે અલ્પજ્ઞ છતાં ભગવાનની સ્તુતી કરવા ભક્તિથી ઉસ્કેરાયછે.

**श्लोकः ॥ अल्पश्रुतंश्रुतवतांपरिहासधामत्वद्भक्तिरेवमुखरीकुरुतेबलान्माम् ॥ यत्कोकिलः किलमधौमधुरंविरौतितच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥६॥**

ભાવાર્થ.—બહુ જ્ઞાની કે અનુભવી માણસોને મારૂં થોડું જ્ઞાન કે અનુભવ હાંસી કરવાનું ઠેકાણું છે તોપણ ભક્તિ મને બળાત્કારથી તમારૂં સ્તવન બોલવાને ઉસ્કેરેછે. જેમકે વસંત રૂતુમાં કોયલ મધુર વાણીથી જે ટોકા કરેછે. તેનું ખરૂં કારણ એછે જે તે રૂતુમાં આંબાના વનમાં ઘણા આંબાના વૃક્ષો નવ પલ્લવ થએલાં હોયછે તથા તે ઉપર સુંદર ફુલની કળીઓ (મોર) આવેલી હોયછે. તે છે એટલે કોયલને ન બોલવું હોય તોપણ વસંત રૂતુમાં આંબાના ઝાડો ખિલેલાં અને ફળેલાં જોઇ સ્વભાવીક પ્રેરણાથી હરખના આવેશમાં તેનાથી એકાએક બોલી જવાયછે બીજી રૂતુમાં તેમ તેનાથી બોલાતું નથી. ૬.

---

ભગવાનની સ્તુતીથી સંસાર અને પાપ મુકાયછે.

**श्लोकः ॥ त्वत्संस्तवेनभवसंततिसंनिबद्धंपापंक्षणात्क्षयमुपैतिशरीरभाजाम् ॥ आक्रांतलोकमलिनीलमशेषमाशुसूर्यांशुभिन्नमिवशार्वरमंधकारम् ॥७॥**

ભાવાર્થ.—સંસારમાં વારે વારે એક પછી એક એમ દેહ ધારી પ્રાણીઓનાં ઘણાં જન્માંતરોમાં ઘણી રીતે કરેલાં ઘણાં પાપોનો બાંધેલો જથો તમારા સ્તવનથી ક્ષણવાર એટલે થોડામા થોડીવાર (પલકવાર) માં

આ કાવ્યમાં ભગવાનના અપાર ગુણ જણાવ્યાછે.

**श्लोकः॥ वक्तुंगुणानूगुणसमुद्रशशांककांतानूकस्तेक्षमःसुरगुरुप्रतिमोपिबुद्ध्या॥ कल्पांतकालपवनोद्धतनक्रचक्रंकोवातरीतुमलमंबुनिधिंभुजाभ्याम् ॥४॥**

ભાવાર્થ.—હે જીનેશ્વર ભગવાન, ચંદ્રમાના તેજ જેવા ઉજળા મહીમાથી ભરેલા તમારા ગુણ રૂપી સમુદ્રને કહેવાને બુદ્ધિમાં બૃહસ્પતી સરખો કોઇ પ્રાણી હોય તે પણ સમર્થ નથી. "વિદ્યા કે સરસ્વતીનો અધિપતિ બૃહસ્પતિછે માટે આખા બ્રહ્માંડમાં બૃહસ્પતિ જેવો કોઇ પણ બુદ્ધિવાળો નથી". જેમકે જગતના માહા પ્રલય વખતના માહા વાયુના અથાગ તોફાનથી ઉછળતા મોટા મોજાવાળા માહા સમુદ્રમાં મગર મચ્છ વગેરે જળચર પ્રાણીઓ પણ આકુળ વ્યાકુળ થયછે તો એવા આખા માહા સાગરને માત્ર પોતાના બે હાથ વડેજ તરવાને કયો માણસ સમરથ હોય? અર્થાત નજ હોય. ૪.

---

ભગવાનના અપાર ગુણ છતાં પણ ભક્તિ ભાવથી તે ગુણ વર્ણવા કવિ ઉદ્યમી થાયછે.

**श्लोकः॥ सोहंतथापितवभक्तिवशान्मुनीशकर्त्तुंस्तवंविगतशक्तिरपिप्रवृत्तः॥ प्रीत्यात्मवीर्यमविचार्यमृगोमृगेंद्रंनाभ्येतिकिंनिजशिशोःपरिपालनार्थम् ॥५॥**

ભાવાર્થ.—પૂર્વે જણાવેલો બુદ્ધિ વગરનો અને નિર્લજ હું છું તેમજ વળી શક્તિ વગરનોછું. તોપણ હે મુનીશ્વર ભગવાન, તમારી ભક્તિને સંપૂર્ણ આધીન થવાથી તમારૂં સ્તવન કરવાને હું ઉદ્યોગી થયોછું. જેમકે પોતાના બચ્ચાનું રક્ષણ કરવા સારૂ મૃગ (હરણ) પોતાના બળનો

સમૂળગો નાશ થાયછે. જેમકે આખી પૃથ્વી ઉપર પસરેલું ઘોર અંધારી રાતનું કાળું અંધારૂં સૂર્યના પ્રકાશિત કિરણોથી એકાએક સઘળું તત્કાળ (ઝટવારમાં) તદન નાશ પામેછે એટલે અલોપ થઇ જાયછે. ૭.

---

ઉપર પ્રમાણે માનીને કવિ બુદ્ધિ પ્રમાણે આ તવન આરંભેછે.

**श्लोकः ॥ मत्वेतिनाथतवसंस्तवनंभयेद मारभ्यतेतनुधियापितवप्रभावांत् ॥ चेतोहरिष्यतिसतांनलिनीदलेषुमुक्ताफलद्युतिमुपैतिननूदबिंदुः ॥८॥**

ભાવાર્થ.—પૂર્વે કહ્યું તેમ માનીને હે નાથ તમારા પ્રતાપથી મારી બુદ્ધિ પ્રમાણે આ ભક્તામર નામના તમારા સ્તોત્રનો હું આરંભ કરૂંછું. જે મોટા મોટા વિદ્યાવાન મોટી અને સજ્જનોનાં પણ ચિત્ત હરણ કરસે. એટલે તેમને મનોહર લાગશે જેમકે કમળનાં પાંદડા ઉપર પડેલું પાણીનું બિંદુ (ફોરૂં) ઉત્તમ મોતીની ખરેખરી કાંતી (શોભા) પામેછે એટલે કમળના પાંદડા ઉપર બાઝી રહેલું પાણીનું ટીપું વાસ્તવિક રીતે મોતી નથી તોપણ સાચા મોતી જેવું ગોળ સફેદ અને ચળકતું જોનાર માણસને મનોહર જણાયછે.

---

ભગવાન સંબંધી વારતા પણ જગતના પાપ મટાડેછે.

**श्लोकः ॥ आस्तांतवस्तवनमस्तसमस्तदोषंत्वत्संकथापिजगतांदुरितानिहंति ॥ दुरेसहस्त्रकिरणःकुरुतेप्रभैवपद्माकरेषुजलजानिविकाशभांजि ॥९॥**

ભાવાર્થ.—તમારૂં સઘળું સ્તવન સઘળી જાતના અનેક દોશ વગરનું તો દુર રહે કેમકે જેવું તેવું (ખરૂં ખોટું) પણ હે જીનેશ્વર ભગવાન તમારા માતમનું વર્ણન જગતના પાપોને નકી બાળી નાંખેછે એટલે

ભગવાન સંબંધી વારતા પણ પાપ હણેછે તો ભગવાનનું નિરદોશ તવન જગતના પાપ હણે. એમાં અચરજ નથી. જેમકે હજારો કિરણવાળો સૂર્ય આકાશમાં ઘણા ગાઉ દુરછે તોપણ તેના તેજ વડે પૃથ્વી ઉપરનાં સરોવરોમાંના કમળના વનનાં કમળો, સંકોચ ભાવને છોડી દઈ પ્રફુલ્લિત થાયછે. ૯.

ભગવાનના ભક્ત પણ ભગવાનના સમભાવને પમાડેછે તે
આ શ્લોકમાં જણાવ્યુંછે.

**श्लोकः ॥ नात्यद्भुतंभुवनभूषणभूतनाथ भूतैर्गुणैर्भुविभवंतमभिष्टुवंतः ॥ तुल्याभवंतिभवतोननुतेनकिंवाभूत्याश्रितंयइहनात्म समंकरोति ॥१०॥**

ભાવાર્થ.—આખા બ્રહ્માંડને શોભા આપનાર અલંકારરૂપ હે જીનેશ્વર ભગવાન સર્વે પ્રાણીના પતીપણાના અનેક ગુણવડે કરીને પૃથ્વીમાં તમારી સ્તુતી કરનારા પ્રાણીઓ અવશ્ય તમારા સમભાવને પામેછે એ કાંઇ પણ ઘણું આશ્ચર્યકારક નથી. કેમકે આઠ મહા સિદ્ધિઓ અથવા અઢાર સિદ્ધિઓએ આશ્રય કરેલા તમારા ખરા સ્વરૂપના સરખા ભાવને તમારા ભક્તો પણ પમાડી શકેછે. સારાંશ કે જે તમારા ભક્તો કરી શકે તેજ તમે કરો એમાં કાંઇ અચરજ નથી. ૧૦.

આ કાવ્યમાં ભગવાનના દર્શન જેવું બીજું કાંઇ સંતોષકારક નથી
તે જણાવ્યુંછે.

**श्लोकः ॥ दृष्ट्वाभवंतमनिमेषविलोकनीयंनान्यत्रतोषमुपयातिजनस्यचक्षुः ॥ पीत्वापयःशशिकरद्युतिदुग्धासिंधोःक्षारंजलंजलनिधेरसितुंकइच्छेत् ॥११॥**

ભાવાર્થ.—રાત દહાડો આંખનું મટકું માર્યા વગર ઉઘાડી આંખોએ સદાકાળ જોવા યોગ્ય તમારૂં સ્વરૂપ જે માણસ આંખોએ કરીને નિરખેછે તેને કોઇપણ ઠેકાણે કોઇપણ વસ્તુ જોવાથી જરા પણ સંતોષ થતો નથી. જેમકે ચંદ્રની કાંતી જેવું અતિ ઉજળું ક્ષીર સાગરનું ઉત્તમ દુધ પીને ખારા સમુદ્રનું ખારૂં પાણી પીવાની કોણ ઇચ્છા રાખે? સારાંશ કે કોઇ રાખે નહીં. ૧૧.

---

ભગવાનના રૂપ જેવું બીજું કોઇ રૂપ નથી તે આ ગથામાં જણાવ્યુંછે.

श्लोकः ॥ यैःशांतरागरुचिभिःपरमाणुभिस्त्वंनिर्मापितस्त्रिभुवनैकललामभूत ॥ तावंतएवखलुतेप्यणवः पृथिव्यांयत्तेसमानमपरंनहिरूपमस्ति ॥१२॥

ભાવાર્થ.—ત્રણ ભુવનમાં બીજું કોઈ નહીં એવા અતિ સુંદર સ્વરૂપી હે ભગવાન રાગ રૂચી વગેરે ગુણો શાંત થએલા એવા પરમાણુંઓએ કરીને તમારો પંચ ભૂતાત્મક દેહ નીપજેલોછે અને તે પ્રમાણુંઓ પૃથ્વીમાં તેટલાંજ હતાં કારણ કે તમારા સમાન બીજું કોઇપણ સ્વરૂપ છેજ નહીં. ૧૨.

---

ચંદ્રમાના કરતાં ભગવાનના મુખની શોભા ઘણીજછે.

श्लोकः ॥ वक्त्रंक्वतेसुरनरोरगनेत्रहारिनिःशेषनिर्जितजगत्रितयोपमानम् ॥ बिंबंकलंकमलिनंक्वनिशाकरस्ययद्वासरेभवतिपांडुपलाशकल्पम् ॥१३॥

ભાવાર્થ.—દેવ મનુષ્ય અને નાગદેવના નેત્રને હરણ કરે એવું તથા ત્રણ ભુવનમાં જે જે ઉપમાઓછે તે સઘળી ઉપમાઓ સઘળી રીતથી ઓછી પડે એવી સંપૂર્ણ અનન્ય ઉપમાવાળું તમારૂં મુખ ક્યાં અને

મેલા કલંકવાળા ચંદ્રનું બિંબ ક્યાં જે ચંદ્રમાનું બિંબ દહાડામાં ધોળા ખાખરાના પાંદડા જેવું તેજ વિનાનું થઇ જાયછે. માટે ચંદ્રમાની ઉપમા તમારા મુખને યોગ્ય નથી. ૧૩.

---

ભગવાનના ગુણ ત્રણ લોકમાં વ્યાપી રહ્યાછે.

**શ્લોકઃ ॥ संपूर्णमंडलशशांककलाकलाप शुभ्रागुणास्त्रिभुवनंतवलंघयंति ॥ येसंश्रितास्त्रिजगदीश्वरनाथमेकंकस्तान्निवारयति संचरतोयथेष्टम् ॥१४॥**

**ભાવાર્થ.**—પુનમના સંપૂર્ણ ચંદ્રમાની પ્રકાશિત સઘળી કળાઓના જથા જેવા અતિ ઉત્તમ ઉજળા તમારા સુંદર ગુણો ત્રણ ભુવનમાં પસરી પ્રકાશ આપેછે માટે ત્રણ જગતના દેવના પણ મોટા દેવ તમારા એકનેજ આશરે રહેલા ગુણો એ પ્રમાણે વ્યાપી પ્રકાશીરહ્યાછે તો હવે બીજા કોઇ પણ પ્રકાશની જરૂર નથી તેમ છતાં આકાશી ચંદ્રમાના કિરણો પોતાની ઇછા પ્રમાણે પસરાયછે તો તેમને કોણ રોકે. ૧૪.

---

ભગવાન કોઇના ચળાવ્યા ચળતા નથી.

**શ્લોકઃ ॥ चित्रंकिमत्रयदितेत्रिदशांगनाभिर्नीतंमनागपिमनोनविकारमार्गम् ॥ कल्पांतकालमरुताचलताचलेनकिंमंदराद्रिशिखरंचलितंकदाचित् ॥१५॥**

**ભાવાર્થ.**—દેવતાની અતિ કોમળ સુંદર સ્ત્રિઓએ તમારા ઉપર જે વખતે ખરી રીતે પોતાનાં મન અર્પણ કર્યા તોપણ તમે લેશ માત્ર પણ વિકારના માર્ગ ઉપર આવ્યા નહીં. એ કાંઇ પણ તમારા વિષે આશ્ચર્ય-કારક નથી જેમ જગતના માહા પ્રલય વખતના અતિ ભયંકર મોટા

પવનના ઝપાટાથી આખી પૃથ્વી ઉપરના સઘળા પર્વતો ચળાયમાન (ઉથલ પાથલ) થયા પણ તે પવનથી મેરૂ-મંદરાચળ પર્વતનું એક નાનું સરખું પણ શિખર કોઇ વખત રજ (રેખા) માત્ર શું ડગ્યુંછે? અર્થાત નથી ડગ્યું. ૧૫.

---

ભગવાન ત્રણ લોકનો પ્રકાશક દીવોછે.

**શ્લોકઃ ॥ निर्द्धूमवर्त्तिरपवर्जिततैलपूरः कृत्स्नंजगत्त्रयमिदंप्रकटीकरोषि ॥ गम्यो न जातुमरुतांचलिताचलानांदीपोपरस्त्वमसि नाथजगत्प्रकाशः ॥१६॥**

ભાવાર્થ.—હે પરમેશ્વર, ધુમાડો, દીવેટ, કોડીયું, અને તેલ પુરેલા વગરનો તથા ત્રણ જગતનો પ્રકાશક, ઉત્તમ દીવો તમેછો. અને આ સઘળા ત્રણ જગતને પ્રકાશમાનને પ્રગટ કરોછો. વળી આ દીવારૂપ તમારા ઉપર મોટા મોટા પર્વતને પણ પાડી નાખવાના જોરવાળા પવનની કોઇ કાળે જરા પણ અસર થઇ શકતી નથી. ૧૬.

---

ભગવાન અનન્ય સૂર્ય રૂપીછે.

**શ્લોકઃ ॥ नास्तंकदाचिदुपयासिनराहुगम्यःस्पष्टीकरोषिसहसायुगपज्जगंति ॥ नांभोधरोदरनिरुद्धमहाप्रभावःसूर्यातिशायिमहिमासिमुनींद्रलोके ॥१७॥**

ભાવાર્થ.—કોઇ કાળે અસ્ત ન પામે એવા, રાહુથી ગ્રહણ ન થઇ શકે એવા અને પાણી ભરેલાં વાદળાંનાં શરીરથી ઢંકાય નહીં એવા તમારા મોટા પ્રતાપરૂપી સૂર્ય એકી સાથે અને એકી વખતે આખા

બ્રહ્માંડને પ્રકટ કરતો વ્યાપી રહેલોછે. માટે આકાશમાં ઉગતા સૂર્યને ઉલંઘન કરે એવા મહિમા (માતમવાળા) તમે દેવ મુની અને મનુષ્ય લોકોમાં અતિ ઉત્તમપણાથી વરતાઓછો. ૧૭.

---

ભગવાન અનન્ય ચંદ્ર રૂપીછે.

**શ્લોકઃ** ॥ नित्योदयंदलितमोहमहांधका
रंगम्यंनराहुवदनस्यनवारिदानाम् ॥ विभ्रा
जतेतवमुखाब्जमनल्पकांतिविद्योतयज्जगद
पूर्वशशांकबिंबम् ॥१८॥

**ભાવાર્થ.**—આખા જગતને પ્રકાશમાન કરનારા પૂર્ણિમાના સંપૂર્ણ કળાવાળા આકાશી ચંદ્રમાના બિંબ જેવો તમારો મુખચંદ્રમા અતિ તેજોમય કાંતિવાળો બહુ દીપેછે અને તે હમેશાં (સદાકાળ) ઉગેલાને ઉગેલા રહેછે, મોહ રૂપી મોટા અંધારાનો નાશ કરેછે, રાહુના મોઢામાં ગ્રહણ થઇ શકતો નથી, પાણી આપનારાં વાદળાંથી ઢાંકી શકાતો નથી તથા કલંક વગરનો સ્વપ્રકાશી અને સ્વતંત્ર સર્વેના ઉપર બિરાજેછે ૧૮.

---

ભગવાનના પ્રકાશ આગળ સૂરજ અને ચંદ્રમાનું નિરૂપયોગીપણું
આ શ્લોકમાં જણાવ્યુંછે.

**શ્લોકઃ** ॥ किंशर्वरीषुशशिनान्हिविवस्व
तावायुष्मन्मुखेंदुदलितेषुतमस्सुनाथ ॥ नि
ष्पन्नशालिवनशालिनिर्जीवलोकेकार्यंकिय
ज्जलधरैर्जलभारनम्रैः ॥१९॥

**ભાવાર્થ.**—હે નાથ આ પૃથ્વીમાં તમારા મુખચંદ્રમાથી હમેશનું સ્વભાવિક અંધારૂં મટાડેલુંછે. તો હવે રાતમાં આકાશી ચંદ્રમા અને

દીવસમાં આકાશી સૂરજ શું વધારે અંધારૂ નાશ કરી શકવાનાછે જેમ કે શાલીના વનમાં શાલીનાં વૃક્ષો તેઓ પોતાના સ્વભાવિક પાણીથી આકાશમાં ઉગેછે તો ભલે ઉગે. જેમકે શાલીના વનમાં શાલીનાં વૃક્ષો પૃથ્વીમાંના સ્વભાવિક રસ કસથી પાકીને ફળેલાંછે તો હવે ત્યાં પાણીના ભારથી નીચાં નમેલાં વરસાદનાં વાદળાંથી શું વિશેષ કામ સુધરવાનુંછે. ૧૯.

ભગવાનને વિષે જ્ઞાન ઘણું શોભેછે.

**श्लोकः ॥ ज्ञानंयथात्वयिविभातिकृतावकाशंनैवंतथाहरिहरादिषुनायकेषु ॥ तेजोमहामणिषुयातियथामहत्वंनैवंतुकाचशकले किरणाकुलेपि ॥२०॥**

ભાવાર્થ.—તમારા વિષે જેવું જ્ઞાન વિસ્તાર પામેછે ને શોભેછે તેવું જ્ઞાન મોટા મોટા દેવતાના અધિપતી વિશ્નુ અને શિવાદીકમાં પણ ખરી રીતે વિસ્તાર પામતું નથી જેમકે—મોહા મણીઓ વિષે તેજ જેવી રીતે મોટાઇ પામી પસરેછે તેવી રીતે ઘણા કિરણોવાળા પણ કાચના કડકામાં મોટાઇ પામી ફેલાતું નથી. ૨૦.

સર્વે દેવતાઓ કરતાં ભગવાન મનોહરછે.

**श्लोकः ॥ मन्येवरंहरिहरादयएवदृष्टाः दृष्टेषुयेषुहृदयंत्वयितोषमेति ॥ किंवीक्षितेन भवताभुवियेननान्यःकश्चिन्मनोहरतिनाथ भवांतरेपि ॥२१॥**

ભાવાર્થ.—વિશ્નુ શિવાદિક સરવે દેવતાઓ ખરી રીતે જોયા, તેમને હું ઉત્તમ માનુંછું. પણ જે જે કાંઇ જોવામાં આવેલુંછે તેમાં તમારા વિષે

અંતઃકરણ (હૃદય) પુરેપુરો સંતોષ પામેછે. હે નાથ દર્શન માત્રથીજ જેવું જોનારનું મન તમે હરણ કરી લોછો તેવું આખી પૃથ્વીમાં કોઇ ઠેકાણે કોઇ જનમાંતરમાં પણ કોઇ મન હરણ કરી શકતું નથી. ૨૧.

---

કોઇ સ્ત્રી રૂશભદેવજી ભગવાનના જેવા પુત્ર ઉત્પન્ન કરી શકતી નથી.

श्लोकः ॥ स्त्रीणांशतानिशतशोजनयंति पुत्रान्नान्यासुतंत्वदुपमंजननीप्रसूता ॥ सर्वा दिशोदधतिभानिसहस्त्ररश्मिंप्राच्येवदिग्ज नयतिस्फुरदंशुजालम् ॥२२॥

ભાવાર્થ.—સેંકડો સ્ત્રીઓ સેંકડો દીકરાઓને પેદા કરેછે પણ તમારા જેવા દીકરાને જનમ આપનારી મેરૂ દેવી જેવી બીજી કોઇ માતા નથી જેમકે—સઘળી દીશાઓમાંથી અનંત તારાઓ ક્ષિતિજમાં ઉગેલા જણાય છે પણ પ્રકાશિત થઇ પસરેલાં અનંત કિરણોના જથાવાળા સૂરજને તો એક પૂર્વદિશાજ ક્ષિતિજમાં પ્રકટ કરી શકેછે.

---

ભગવાનના આશ્રિતો મૃત્યુને જીતીને મોક્ષ પામેછે.

श्लोकः ॥ त्वामामनंतिमुनयःपरमंपुमांस मादित्यवर्णममलंतमसःपुरस्तात् ॥ त्वामेव सम्यगुपलभ्यजयंतिमृत्युंनान्यःशिवःशिव पदस्यमुनींद्रपंथाः ॥२३॥

ભાવાર્થ.—મોટા મોટા જોગ ને વૃત ધારી મુનીઓ તમને સૂરજના જેવા અતિ તેજસ્વી વર્ણવાળા, અતિ નિર્મળ અને અંધારાની જરા પણ અસર ન થઇ શકે એવા ઉત્તમમાં ઉત્તમ પુરૂષ અનુભવેછે. માટે તન, મન અને ધનથી તમારોજ જેઓ ખરા ભાવથી આશરોલેછે. તેઓ મોતને પણ

જીતેછે એ ઉપરથી મોટા મોટા મુનીઓનો અભિપ્રાયછે કે મોક્ષ અને કલ્યાણ પામવાના મારગનો તમારા વગર બીજો કોઇ પણ કલ્યાણકારી ઉપાય નથી. ૨૩.

ભગવાન જ્ઞાન સ્વરૂપીછે તે આ શ્લોકમાં જણાવ્યુંછે.

**श्लोकः ॥ त्वामव्ययंविभुमचिंत्यमसंख्य माद्यंब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम् ॥ योगीश्वरंविदितयोगमनेकमेकंज्ञानस्वरूपम मलंप्रवदंतिसंतः ॥२४॥**

**ભાવાર્થ.**—અવિનાશી, મહા સમરથ, વિચારમાં ન આવે એવા, સંખ્યા વગરના અનંત, સર્વેના આદી, બ્રહ્મા, શંકર પાર ન પમાય એવા અનંત કામદેવને બાળનાર અગ્નિ સરખા, સુંદર, સર્વે જોગના જાણનાર મોટા જોગીશ્વર, જ્ઞાન ગુણોએ અનેક ને વળી સત્તાએ એક એવા, જ્ઞાન સ્વરૂપી અને અતિ નિર્મળ એવા તમને મોટા મોટા સંત પુરૂષો પોકારી પોકારીને કહેછે. ૨૪.

કારજ વશથી ભગવાનનાં જુદાં જુદાં નામ પડયાંછે તે આ શ્લોકમાંછે.

**श्लोकः ॥ बुद्धस्त्वमेवविबुधार्चितबुद्धिबोधात्त्वंशंकरोषिभुवनत्रयशंकरत्वात् ॥ धातासिधीरशिवमार्गविधेर्विधानाद्व्यक्तंत्वमेवभगवत्पुरुषोत्तमोसि ॥२५॥**

**ભાવાર્થ.**—હે ભગવાન તમારી પુજા સેવાથી મેળવેલી બુદ્ધિના અનુભાવે જ્ઞાનથી જે દેવતાઓએ તમને બુદ્ધ એ નામથી જાણ્યાછે, તમારામાં ત્રણ ભુવનનું કલ્યાણ કરવાપણુંછે માટે તમારૂં શંકર એ નામ સંભ-

વિતછે, દ્દઢ કલ્યાણના માર્ગની વિધિ કરવાના હેતુથી પ્રકટ પણાને ધારણ કરોછો માટે ધાતા (બ્રહ્મા) એ નામ તમારૂં પડયુંછે અને ઉત્તમમાં ઉત્તમ પુરૂષ તમેછો માટે તમારૂં પુરૂષોતમ એવું નામ પ્રસિદ્ધછે. ૨૫.

કવિ ભગવાનને ચાર વિશેશણોએ કરી નમસ્કાર આ શ્લોકમાં કરેછે.

**श्लोकः ॥ तुभ्यंनमस्त्रिभुवनार्त्तिहरायनाथतुभ्यंनमःक्षितितलामलभूषणाय ॥ तुभ्यंनमस्त्रिजगतःपरमेश्वरायतुभ्यंनमोजिनभवोदधिशोषणाय ॥२६॥**

**ભાવાર્થ.**—ત્રણ ભુવનના અધ્યાત્મ અધિ ભૂત અને અધિ દેવ એવા ત્રણ પ્રકારના દુઃખ હરનારા હે નાથ તમને હું નમસ્કાર કરૂંછું, પૃથ્વીના પૃષ્ટના રૂપ ગુણ અને જ્ઞાનમાં નિર્મળ ઘરેણા રૂપી હે ભગવાન તમને હું નમસ્કાર કરૂંછું ત્રણ જગતના પરમેશ્વર હું તમને નમુંછું, અને સંસાર સમુદ્રને સમુળગો સુકાવી નાખનાર હે જીનેંદ્રભગવાન તમને હું વંદુંછું. ૨૬.

અહંકારી માણસને ભગવાન દરશન દેતા નથી તે આ શ્લોકમાંછે.

**श्लोकः ॥ कोविस्मयोत्रयदिनामगुणैरशेषैस्त्वंसंश्रितोनिरवकाशतयामुनीश ॥ दोषैरुपात्तविविधाश्रयजातगर्वैःस्वप्नांतरेपिनकदाचिदपीक्षितोसि ॥२७॥**

**ભાવાર્થ.**—હે મુનીઓના અધિપતી જુઓ કે તમારાં નામને ગુણ સમાવાને વાણી કે કોઇ પણ સ્થાનક નથી એવા અગણિત નામને ગુણનો આશ્રય કરીને તમે રહેલાછો. તોપણ અનેક જાતના દોષોએ

કરીને ધારણ કરેલા અનેક આશ્રય થકી પેદા થએલા ઘણા અભિમાને કરીને કોઇ પ્રાણીએ કોઇ વખ્ત સ્વપ્નાંતરમાં પણ નામ રૂપ કે ગુણમાં તમને જોએલા નથી એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી કેમકે એવા અભિમાની પ્રાણીઓને તમે તમારા સબંધી કાંઇ પણ જ્ઞાનથી પ્રાપ્ત થતા નથી. ૨૭.

આ કાવ્યમાં ભગવાનના સ્થાનકનું વર્ણનછે.

**श्लोकः ॥ उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख माभ्रातिरूपममलंभवतोनितांतम् ॥ स्पष्टो ल्लसत्किरणमस्ततमोवितानंबिंबंरवेरिवप योधरपार्श्ववर्त्ति ॥२८॥**

ભાવાર્થ.—ઊંચામાં ઊંચા અશોક વૃક્ષનો આશ્રય કરીને રહેલું અતિ તેજસ્વી કિરણોવાળું તમારૂં અતિ નિર્મળ સ્વરૂપ સદા કાળ બહુ દીપેછે જેમકે સંપૂર્ણ રીતે પ્રકાશિત થઇ ફેલાએલાં અને શોભી રહેલાં અગણિત કિરણોવાળું તથા અંધારાના વિસ્તારને નાશ કરનારૂં. સૂરજનું બિંબ વાદળાંની સમીપ વરતાયછે ૨૮.

ભગવાનના સિંહાસનનું વર્ણન આ શ્લોકમાંછે.

**श्लोकः ॥ सिंहासनेमणिमयुखशिखावि चित्रेविभ्राजतेतववपुःकनकावदातम् ॥ बिं बंवियद्विलसदंशुलतावितानंतुंगोदयाद्रिशि रसीवसहस्त्ररश्मेः ॥२९॥**

ભાવાર્થ.—ઘણા ઉત્તમ મણીઓની કાંતિઓનાં ચકચકિત કિરણોથી શોભિતા સિંહાસન ઉપર તમારી કુંદન સુવર્ણ સરખી સુરતી ઝળોમળ

દીપેછે જેમકે આકાશમાં ચળકતા કિરણોની વેલો (પંક્તિઓ) વાળો શોભીતો પ્રકાશનો ચંદરવો વિસ્તાર કરતું સૂરજનું બિંબ પ્રાતઃકાળમાં ઊંચા ઉદયગિરિ પર્વત ઉપરના ઊંચા શિખરમાં અતિ શોભાયમાન દીપે છે. ૨૯.

આ શ્લોકમાં ભગવાનના ચામરનું વર્ણનછે.

**श्लोकः ॥ कुंदावदातचलचामरचारुशोभंविभ्राजतेतववपुःकलधौतकांतम् ॥ उद्यच्छशांकशुचिनिर्झरवारिधारमुच्चैस्तटंसुरगिरेरिवसातकुंभम् ॥३०॥**

**ભાવાર્થ.**—ડોલરીઆના ફૂલ જેવાં અતિ ઉજળાંને આમ તેમ ફરી પવન ઢોળતાં બે બાજુનાં ચામરોથી ઘણી શોભાયમાન તમારી અકળ, ઉજળી, ને અતિ તેજસ્વી મૂર્તિ બિરાજેછે જેમકે પ્રકાશ પામેલા શુદ્ધ ચંદ્રમાના જેવાં સુવર્ણના તટ (કાંઠા-તેડ) વાળાં નિર્મળ પાણીનાં ઝરણો ઊંચેથી નીચે ઝરપતાં (વહેતાં) મેરૂપર્વતની બને બાજુઓ દીપેછે. ૩૦.

આ કાવ્યમાં ભગવાનના ત્રણ છત્રનું વર્ણનછે.

**श्लोकः ॥ छत्रत्रयंतवविभातिशशांककांतमुच्चैःस्थितंस्थगितभानुकरप्रतापम् ॥ मुक्ताफलप्रकरजालविवृद्धशोभंप्रख्यापयत्त्रिजगतःपरमेश्वरत्वम् ॥३१॥**

**ભાવાર્થ**—સૂરજનાં કિરણોના તાપને રોકી રાખનારાં, સાચા મોતીના ઝુંમખાંની ફરતી ઝાલરથી વધારે શોભી રહેલાં અને ત્રણ લોકમાં તમારું

પરમેશ્વરપણું જાહેર કરનારાં, ઉપરા છાપરી ઉંચે રહેલાં તથા ચંદ્રમાની કાંતી જેવાં તમારાં ત્રણ છત્રો બહુ દીપેછે ૩૧.

ભગવાનના દુંદભીનું વર્ણન આ ગાથામાંછે.

श्लोकः ॥ गंभीरताररवपूरितदिग्विभाग स्त्रैलोक्यलोकशुभसंगमभूतिदक्षः सद्धर्म्म राजजयघोषणघोषकःसन् खेदुंदुभिर्ध्वनति तेयशसःप्रवादी ॥३२॥

ભાવાર્થ.—અખંડ ને ગંભીર અવાજને ચારે દીશામાં ગજાવતો, ત્રણ જગતના લોકના શુભ સમાગમની સમૃદ્ધિને જણાવવામાં અતિ નિપુણ, રૂડા ધર્મરૂપી રાજાના જય જયના અવાજના ઘોર શબ્દથી વાજતો અને તમારા નિર્મળ જશને પોકારતો તેમજ ભક્તજનના મોહા પાતકને પણ ત્રાસ કરતો તમારો દુંદભી (નોબત–નગારૂં) આકાશમાં (સ્વર્ગમાં) વાજે છે ૩૨.

ભગવાનની વાણીનું વર્ણન આ કાવ્યમાંછે.

श्लोकः ॥ मंदारसुंदरनमेरुसुपारिजात संतानकादिकुसुमोत्करवृष्टिरुद्धा ॥ गंधोद बिंदुशुभमंदमरुत्प्रपातादिव्यादिवःपततिते वचसांततिर्वा ॥३३॥

ભાવાર્થ.—મંદાર, સુંદર, નમેરૂં, પારીજાતક, સંતાનક, અને એવાં બીજાં ચંપા ચંબેલી જાુઇ કેતકી ગુલાબ વગેરે સુંદર વૃક્ષોનાં ખિલેલાં ફૂલોની જથા બંધ વૃષ્ટી જેવી તથા સુગંધી પાણીનાં ઝીણાં બિંદુવાળા શીતળ, સુગંધીમાન અને સુખ સ્પર્શ મંદ મંદ પવનની લહેરો સરખી

મનોહર, પ્રકટ, શુદ્ધ ને સ્પષ્ટ વાણીની પંક્તિઓ તમારા મુખમાંથી અમૃત જેવી નીકળેછે ૩૩.

---

આ શ્લોકમાં ભગવાનની કાંતીનું વર્ણનછે.

**श्लोकः ॥ शुंभ्रप्रभावलयभूरिविभावि भोस्तेलोकत्रयेद्युतिमतांद्युतिमाक्षिपंती॥प्रो द्यद्दिवाकरनिरंतरभूरिसंख्यादिप्तिर्जयत्य पिनिशामपिसोमसौम्याम् ॥३४॥**

**ભાવાર્થ.**—ત્રણ લોકમાં જે જે કાંતીવાળાછે તેમની કાંતીને પણ ઝાંખી કરી નાખે એવી તથા અતિ ઉજળા તેજના કુંડાળા જેવી હે પરમેશ્વર તમારી કાંતી ઘણી પ્રકાશેછે. જેમ કે—સંપૂર્ણ ખીલેલા ચંદ્રમાની કાંતીથી શોભીતી પુનમની સુંદર રાત્રીને પણ ઉદય થઇ પ્રકાશ પામેલા સૂરજની સદા કાળની અતિ તેજસ્વી કાંતિનો જથો ખચિત ઝાંખી કરી નાખેછે. ૩૪.

---

આ શ્લોકમાં ભગવાનની ભાષાનું વર્ણનછે.

**श्लोकः॥ स्वर्गापवर्गगममार्गणमार्गणेष्ट सद्धर्मतत्वकथनैकपटुस्त्रिलोक्यां ॥ द्दिव्यध्व निर्भवतितेविशदार्थसर्वभाषास्वभावपरि णामगुणैःप्रयोज्यः ॥३५॥**

**ભાવાર્થ.**—સ્વર્ગ અને મોક્ષ જવાના માર્ગ ખુલ્લા કરી જણાવી આપવામાં અતિ સમર્થ, ત્રણ લોકમાં રૂડા ધર્મના તત્વ કહેવામાં બીજું કોઇ નહીં એવા અતિ રસિક, કોમળ અને નિપુણ તથા શુભ અર્થવાળી સર્વે ભાષાના સ્વાભાવિક પરિણામ ગુણ જે સુંદર રસ, અલંકાર ને અર્થ

વગેરે સર્વે ગુણથી પરિપૂરણ (ભરપુર) તમારી મનોહર વાણીના શબ્દો શ્રોતાજનની ભાશાના અંગીકાર થાયછે ૩૫.

---

ભગવાનના ચરણારવીંદનું વર્ણન આ કાવ્યમાંછે.

**श्लोकः ॥ उन्निंद्रहेमनवपंकजपुंजकांती पर्य्युल्लसन्नखमयूखशिखाभिरामौ ॥ पादौ पदानितवयत्रजिनेंद्रधत्तःपद्मानितत्रविबुधाःपरिकल्पयंति ॥३६॥**

**ભાવાર્થ.**—અતિ લાલચોળ તપાવેલા કુંદન સુવર્ણ જેવાં, નવાં તેમજ તાજાં ખિલેલાં કમળ ફૂલના ઢગલાની કાંતિની શોભા જેવાં અતિ શોભાયમાન નખની કાંતીનાં કિરણોની શેડોથી પ્રીય ને મનોહર તમારાં બને ચરણો (પગ) હે જીનેંદ્ર ભગવાન જે જે ઠેકાણે ધરોછો (ચાલીને મુકોછો) તે તે ઠેકાણે તમારા પગલાંની નીચે દેવતાઓ સારી રીતે કમળ ફૂલો પાથરેછે ૩૬.

---

ભગવાનનું સર્વાત્મપણું આ શ્લોકમાં વર્ણવ્યુંછે.

**श्लोकः ॥ इत्थंयथातवविभूतिरभूज्जिनेंद्र धर्मोपदेशनविधौनतथापरस्य ॥ यादृक्प्रभा दिनकृतःप्रहतांधकारास्तादृक्कुतोग्रहगणस्य विकाशिनोपि ॥३७॥**

**ભાવાર્થ.**—હે જીનેંદ્ર ભગવાન ધર્મના ઉપદેશ કરવાના આચરણમાં જેવી રીતનું જેટલું તમારૂં સમર્થપણુંછે તેવું કોઈ દેવાદિકનું પણ નથી. જેમકે—ઘોર અંધારાને પણ નાશ કરવામાં સૂરજનું તેજ જેવું બળવાન

છે. તેવું પ્રકાશિત અને ચકચકિત અગણિત તારાઓનું એકઠું તેજ પણ ક્યાંથી જોરાવર હોય? સારાંશ કે નજ હોય ૩૭.

ભગવાનના સેવકને મદોન્મત હાથી પણ દુખ દઇ શકતો નથી તે આ ગાથામાં જણાવ્યું છે.

**श्लोकः ॥ श्च्योतन्मदाविलविलोलकपोलमूलमत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ॥ ऐरावताभमिभमुद्धतमापतंतंदृष्ट्वाभयंभवति नोभवदाश्रितानाम् ॥३८॥**

ભાવાર્થ.—જેના કુંભસ્થળમાંથી ઘણો મદ ઝરેછે એવા હાથીની આમ તેમ ઉપરા છાપરી સદા કાળ ફરતી સુંઢના કપાળના (કાનના) મૂળમાં સુગંધી મદ લેવાના લાલચુ મોટા ભમરાના આમ તેમ ફરવાથી અને ગણગણાટના ગુંજાર (અવાજ) થી ઘણોજ કોપાયમાન થએલો અને દેવતાના રાજા ઇંદ્રના વાહન ઐરાવત હાથીના જેવા દેખાવનો હાથી માહા મદોન્મત્ત પણાથી ઘણો બેકી ગએલો ને ગાંડો થએલો ઉંચી સૂંઢ લઇને ઘણા વેગથી દોડતો સામો ધસી આવતો હોય તેને જોઇને પણ તમારા આશ્રયવાળા તમારા ભક્તો ભયથી જરા પણ ડગતા નથી. કારણ કે એવો હાથી પણ તમારા શેવકને ભય કે દુખ દેવા સમર્થ નથી. ૩૮.

ભગવાનના શેવકને વિકરાળસિંહ પણ ભય કે દુખ દઇ શકતો નથી તે આ શ્લોકમાં જણાવ્યું છે.

**श्लोकः ॥ भिन्नेभकुंभगलदुज्वलशोणिताक्तमुक्ताफलप्रकरभूषितभूमिभागः ॥ बद्ध**

क्रमःक्रमगतंहरिणाधिपोपिनाक्रामंतिक्रम
युगाचलसंश्रितंते ॥३९॥

**ભાવાર્થ.**—હાથીના ફાડી નાખેલા કુંભસ્થળમાંથી નિકળેલા તાજા લાલ હિંગળોક જેવા લોહીથી ખરડાએલાં કુંભસ્થળમાંનાં ઊંચી કીમતનાં જથાબંધ વેરાએલાં સાચાં મોતીથી શોભી રહેલા પ્રદેશમાંથી ઉપર વરણવેલા હાથીને મારી કરાળ વિકરાળ અને અતિ કોપાયમાન થએલો માહા પરાક્રમી, બલીષ્ટ અને મદોન્મત્ત કેસરીસિંહ માથે પુછડું લઇ મન ધારેલા માર્ગમાં ઉતાવળી ચાલથી પગ મુકી ખાઊં ખાઊં કરતો ઠેકડા મારતો સામો ધસી આવતો હોય તો પણ તેજ માર્ગમાં સામાં પગલાં ભરી આવનારા તમારા આશ્રયવાળા એકાંતિક (નિશ્ચય મનવાળા) ભકતોને જીતી શકતો નથી. સારાંશ કે એવો કેશરીસિંહ પણ તમારા સેવકને જરા પણ ભય કે દુખ દઇ શકતો નથી ૩૯.

---

ભગવાનનું નામ દાવાનળ અગ્નિને પણ બુઝાવી નાખેછે.

श्लोकः ॥ कल्पांतकालपवनोद्धतवन्हि
कल्पंदावानलंज्वलितमुज्वलमुत्फुलिंगम् ॥
विश्वंजिघृत्सुमिवसन्मुखमापतंतंत्वन्नामकी
र्त्तनजलंशमयत्यशेषम् ॥४०॥

**ભાવાર્થ.**—જગતના માહા પ્રલય વખતના મોટા પવનના ઝપાટાથી બહુ સળગી ઉઠેલા અગ્નિ જેવા, અને ચારે તરફ મોટા મોટા ભડકામાંથી બળતા લાલ તણખાઓને ફેંકતો દાવા નળ અગ્નિ આખા જગતને જેમકે બાળી ખાખ કરતો હોય તેમ સામો સડ સડ કરતો ચાલ્યો આવતો હોય તો પણ તેને તમારા નામના કીર્ત્તન રૂપી જળ કાંઇ પણ બાકી ભાગ ન રહે એવી રીતે બુઝાવી નાંખેછે. સારાંશકે જાણીતે ઠેકાણે મુદ્દલ દાવાનળ હતોજ નહીં એવું તમારાં નામ જપવાથી થઇ જાયછે ૪૦.

---

ઝેરીનાગ પણ ભગવાનના સેવકને દુઃખ દઇ શકતો નથી.

श्लोकः ॥ रक्तेक्षणंसमदकोकिलकंठनीलंक्रोधोद्धतंफणिनमुत्फणमापतंतम् ॥ आक्रामतिक्रमयुगेननिरस्तशंकस्त्वन्नामनागदमनीहृदियस्यपुंसः ४१॥

ભાવાર્થ.—લાલ ચોળ આંખો વાળો, મદોન્મત્ત કોયલના કંઠ જેવો કાળો, કોપાયમાન થઇને માથા ઉપર ફૂલાવેલી ફેંણવાળો, બહુ ખારીલો અને બહુ ઝેરીલો મોટો મણિધર નાગ સામો દોડતો આવતો હોય તો પણ તેને કોઇ પણ જાતનો શક આણ્યા વગર જેના અંતરમાં નાગ દમની એવું (નાગને શિક્ષા કરનારૂં) તમારૂં નામ હોયછે તે માણસ પોતાના બે પગવતી ઉલંઘન કરેછે તો પણ તે તમારા ભક્તને તમારા પ્રતાપે કાંઇ ઉપાધી થતી નથી. કેમકે તમારૂં નામ તો કાળનો પણ કાળછે ૪૧.

---

રણસંગ્રામની બીક ભગવાનના સેવકને ઉડી જાયછે.

श्लोकः ॥ वल्गत्तुरंगगजगर्जितभीमनादमाजौबलंबलवतामपिभूपतिनाम् ॥ उद्यद्दिवाकरमयूखशिखापविद्धंत्वत्कीर्त्तनात्तमइवाशुभिदामुपैति ॥४२॥

ભાવાર્થ.—રણસંગ્રામમાં દોડ દોડ કરતા ઘોડા અને હાથીઓએ કરેલી ગર્જનાના ભયંકર શબ્દોવાળું અને બળવાનમાં પણ બળવાન રાજાઓનું અગણિત ચતુરંગી સેના (હાથી ઘોડા રથ અને પેદળ) વાળું બળ તમારા નામના કીર્તન થકી એક એક નાશ પામેછે જેમકે ઉગતા સૂર્યના કિરણના તેજથી હઠતું હઠતું રાતનું અંધારૂં થોડા વખતમાં નાશ થઇ જાય છે. ૪૨.

---

ભગવાનના સેવકો રણસંગ્રામમાં શત્રુને જીતેછે.

**શ્લોકઃ॥ कुंताग्रभिन्नगजशोणितवारिवाहवेगावतारतरणातुरयोद्धभीमे ॥ युद्धेजयं विजितदुर्जयजेयपक्षास्त्वत्पादपंकजवनाश्रयिणोलभंते ॥४३॥**

ભાવાર્થ.—કુંતણા (અંકુશ) ની અણીઓ ભોંકાવાથી નીકળેલા હાથીઓના લોહીરૂપી વરસાદથી વેહેતી મોટા વેગવાળી નદીઓમાં તણાતા અને તરવાને આકુળ વ્યાકુળ થએલા જોદ્ધાઓથી ભયંકરવાળા રણસંગ્રામમાં તમારા ચરણ કમળરૂપી વનનો આશ્રય કરવાવાળા તમારા સેવકો માહા મેહેનતે પણ જીતીને જય ન લેવાય એવા શત્રુ પક્ષના જીતનારને પણ જીતીને જય પામેછે ૪૩.

માહા સાગર પણ ભગવાનના સેવકને બુડાડતો નથી.

**શ્લોકઃ ॥ अंभोनिधौक्षुभितभीषणनक्रचक्रेपाठीनपीठभयदोल्वणवाडवाग्नौ॥ रंगत्तरंगशिखरस्थितयानपात्रास्त्रासंविहायभवतःस्मरणाद्व्रजंति ॥४४॥**

ભાવાર્થ.—(કઠણ પીઠવાળા મત્સ) ને પણ ભય આપનાર ધખધખતા વડવ નામના અગ્નિથી ભરપૂર અને તેના ભયથી આકુળવ્યાકુળ થએલા મગરમચ્છ વગેરે જળચર પ્રાણીના ઉછળવાથી ભયંકર તેમજ તોફાની પવનથી ઉછળતા પાણીવાળા માહા સાગરમાં ઉછળતા મોટા મોટા મોજાની ટોચ ઉપર ડામાડોળ થતા વહાણમાં બેઠેલા માણસો તમારા નામના રટણથી બુડવાની બીક છોડી ખેમકુશળતાથી પાર ઉતરેછે ૪૪.

જળોદરનો મોટો રોગ પણ ભગવાનની ચરણ રજથી મટેછે.

श्लोकः ॥ उद्भुतभीषणजलोदरभारभुग्नाःशोच्यांदशामुपगताश्च्युतजीविताशाः॥ त्वत्पादपंकजरजोमृतदिग्धदेहामर्त्याभवंति मकरध्वजतुल्यरूपाः ॥४५॥

ભાવાર્થ.—પ્રકટ થએલા ભયંકર જળોદર નામના માહા રોગના ભારથી બહુ પીડાએલા માણસો જીવવાની આશા છોડી દેઇને અતિ શોચના કરવા યોગ્ય દશાને પમિલા હોય તો પણ તમારા ચરણ કમળની રજરૂપી અમૃતના પ્રતાપથી નિરોગી, બલીષ્ટ અને કામ દેવના રૂપ જેવા સુંદર અને મનોહર દેહવાળા થાયછે સારાંશ કે હે જીનેશ્વર ભગવાન તમારા નામરૂપી ઔશધ મટે નહીં એવા માહા રોગને પણ મટાડેછે અને રોગી શરીરને નિરોગી કરી સુંદર કરેછે ૪૫.

---

ભગવાનનું નામ રટણ કરવાથી બેડીઓનું પણ બંધન તુટેછે.

श्लोकः ॥ आपादकंठमुरुशृंखलवेष्टितांगागाढंबृहन्निगडकोटिनिघृष्टजंघाः॥ त्वन्नाममंत्रमनिशंमनुजाःस्मरंतःसद्यःस्वयंविगतबंधभयाभवंति ॥४६॥

ભાવાર્થ.—પગથી માંડીને ગળા સુધી મોટી મોટી લોઢાની સાંકળોથી બંધાએલાં શરીરવાળા અને મોટી મોટી લોઢાની મજબુત બેડીઓના કડાંઓથી ઘસાએલા પગવાળા માણસો તમારા નામરૂપી મંત્રને રાત દહાડો રટણ કરવાથીજ તત્કાળ પોતાની મેળાએજ બંધન અને ભય વગરના થઇ જાયછે ૪૬.

ઉપર જણાવેલાં આઠ જાતનાં દુખ આ ભક્તામરનો પાઠ કરનારને રહેતાં નથી.

श्लोकः ॥ मत्तद्विपेंद्रमृगराजदवानलाहि संग्रामवारिधिमहोदरबंधनोत्थम् ॥ तस्याशु नाशमुपयातिभयंभियेवयस्तावकंस्तवमिमं मतिमानधीते ॥४७॥

ભાવાર્થ.—બુદ્ધિવાળો જે માણસ આ તમારૂં ભક્તામર નામનું સ્તવન ભણેછે તેને મદોન્મત્ત હાથી, સિંહ, દાવાનળ અગ્નિ, ઝેરી સર્પ, રણસંગ્રામ, સમુદ્ર, જળોદર અને બંધન વગેરેથી પ્રકટ થએલાં અનેક જાતનાં દુખો તમારા ભય થકી તત્કાળ નાશ પામેછે. જેમકે ભયવાળો માણસ બીકથી ઉતાવળો નાસેછે ૪૭.

---

ભક્તામરનો પાઠ કરનાર સર્વે સુખ અને વૈભવ ભોગવેછે.

श्लोकः॥स्तोत्रस्त्रजंतवजिनेंद्रगुणैर्निबद्धां भक्त्यामयारुचिरवर्णविचित्रपुष्पाम् ॥ धत्ते जिनोयइहकंठगतामजस्त्रंतंमानतुंगमवशा समुपैतिलक्ष्मीः ॥४८॥

ભાવાર્થ.—જીનેંદ્ર ભગવાનના ગુણ રૂપી દોરામાં અનેક પ્રકારના મહીમાના વર્ણનના અક્ષર રૂપી ભાત ભાતનાં પરોવેલાં ફૂલોવાળી હે પરમેશ્વર હું માનતુંગ નામના તમારા ભક્તે તમારી પરમ ભક્તીથી આ ભક્તામર નામના સ્તોત્ર રૂપી મનોહર માળા તૈયાર કરીછે તેને આ જગતમાં જે કોઇ જીનધર્મી માણસ કંઠમાં ધારણ કરેછે (ભણેછે) તે ઊંચા માનને તથા નાશ ન થાય એવી સ્વતંત્ર લક્ષ્મીને તેમજ સુખ વૈભવને પામેછે. ૪૮.

---

આ શ્લોક ગુજરાતી ભાષાંતર કરનારનોછે.

श्लोकः ॥ श्रीनिंबनामपुरवासवताद्विजेनेगोविंदभट्टसुतसद्गुणलालनाम्ना ॥ भक्तामरस्तवनकस्यकृतंसुशुद्धंभाषांतरंशरलगुर्जरभाषयैव ॥४९॥

ભાવાર્થ.—શોભાયમાન લીંબડી શેહેરના વાસી ભટ છગનલાલ ગોવિંદજી નામના બ્રાહ્મણે સુરત શેહેરના રેહેવાસી શાહા ખુશાલચંદ સવાઇચંદની સુચનાથી આ ભક્તામર નામના સંસ્કૃત સ્તોત્રનું એકે શબ્દ કે અક્ષર પડયા મુકા વગરનું ખરેખરૂં શુદ્ધ જેમ સંસ્કૃતમાંછે તેમજ ભુલ વગરનું સર્વેના સમજવામં આવે એવી ઇબારતથી સંક્ષેપમાં સરલ ગુજરાતી ભાષામાંજ માત્ર ભાષાંતર કર્યુંછે. ૪૯.

